5037

॥ॐ॥

# श्रीउपदेश ग्रंथावळी.

## अंक सप्तम.

# श्रीवर्णमीमांसा.*



વર્ણ ચાર છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર. એ વર્ણોના સ્વરૂપને તથા તેને સારી સ્થિતિમાં સ્થાપન કરવાના ઉપાયને આજે વર્ણવીશું.

વર્ણ એટલે રંગ. અંતઃકરણની નિર્મળતાના

---

*શાકે ૧૮૧૭ આષાઢ શુદિ ૧૫ શનિવાર.

અધિકારી જનોને ભેટ આપવા પ્રકટ કરનાર,

**કાલીદાસ જેઠાભાઇ—વકીલ.**

રાજકોટ—કાઠિયાવાડ.

અમદાવાદ—"ગુજરાત ગેઝેટ" પ્રેસમાં છાપી.

પ્રમાણમાં હ્રદયમાં શ્વેતાદિ રંગનું જે દ્રવ્ય હોય તે ઉપરથી બ્રાહ્મણાદિ વર્ણના વિભાગ પૂર્વે પડેલા છે. ચારે વર્ણના અંતઃકરણના દ્રવ્યનો રંગ સત્ત્વાદિ ત્રણ ગુણના વધતા ઓછાપણાને લીધે મહાભારતમાં નીચે પ્રમાણે કહ્યોછેઃ—

**ब्राह्मणानां सितो वर्णः क्षत्रियाणां च लोहितः।**
**वैश्यानां पीतको वर्णः शूद्राणामसितस्तथा ॥**

**ભાવાર્થઃ**—બ્રાહ્મણોના અંતઃકરણનો રંગ શ્વેત છે, ક્ષત્રિયોના અંતઃકરણનો રંગ રાતો છે, વૈશ્યોના અંતઃકરણનો રંગ પીળો છે, ને શૂદ્રોના અંતઃકરણનો રંગ કાળો છે.

હાલમાં અંતઃકરણની પરીક્ષા કરી વર્ણનો નિશ્ચય થતો નથી પણ જે વર્ણમાં જે જન્મ્યો હોય તે તે વર્ણનો કહેવાયછે.

એ ચારે વર્ણના નામનું ઉત્તર પદ કેવું રાખવું જોઇએ તે સબંધમાં શ્રીયમ નીચે પ્રમાણે કહેછેઃ—

**शर्मा देवश्च विप्रस्य वर्मा त्राता च भूभुजः ।**
**भूतिर्दत्तश्च वैश्यस्य दासः शूद्रस्य कारयेत् ॥**

**ભાવાર્થઃ**—બ્રાહ્મણના નામનું ઉત્તર પદ શર્મા કિંવા દેવ રાખવુંઃ જેમકે વિષ્ણુ શર્મા, સોમદેવ ઇત્યાદિ. ક્ષત્રિયના નામનું ઉત્તર પદ વર્મા કિંવા ત્રાતા રાખવુંઃ જેમકે બલવર્મા, ભયત્રાતા ઇત્યાદિ. વૈસ્યના નામનું ઉત્તર પદ ભૂતિ કિંવા દત્ત રાખવુંઃ જેમકે વિષ્ણુભૂતિ, રવિદત્ત ઇત્યાદિ. ને શૂદ્રના નામનું ઉત્તર પદ દાસ રાખવુંઃ જેમકે નારાયણદાસ, રામદાસ, ઇત્યાદિ.

એ ઉત્તર પદો તે તે વર્ણમાં રહેલા ગુણોને તથા તદનુસાર થતી ક્રિયાઓને સૂચવનારા છે, એ સ્પષ્ટ જ છે. નીલકંઠ પણ **गुणकृत एव वर्णविभागो न जातिकृतः** એ વચનથી એમ જ કહેછે.

વસિષ્ઠ તથા વૃદ્ધ ગૌતમ બ્રાહ્મણનાં લક્ષણ ની-

એ પ્રમાણે કહેછે:—

**"योगस्तपोदमो दानं सत्यं शौचं दयाश्रुतम् ।**
**विद्या विज्ञानमास्तिक्यमेतद् ब्राह्मणलक्षणम्"**
**"क्षांतं दांतं जितक्रोधं जितात्मानं जितेंद्रियम्।**
**तमेव ब्राह्मणं मन्ये शेषाः शूद्रा इति स्मृताः ॥"**

**ભાવાર્થ:**—યોગ, તપ, દમ, દાન, સત્ય, પવિત્રતા, દયા, અધ્યયન, વિદ્યાનો અનુભવ, આસ્તિક્પણું એ બ્રાહ્મણનાં લક્ષણ છે. ક્ષમાવાળો, દમવાળો, જિતેલ છે ક્રોધ જેણે એવો, અંતઃકરણને વશ રાખનાર ને જિતેલી છે ઇંદ્રિયોજેણે તેને હું બ્રાહ્મણ માનુંછું. અન્યને શૂદ્રો કહેલા છે.

બ્રાહ્મણોમાં પણ વિદ્યા જાણનારને શ્રેષ્ઠ જાણવો. કેવળ વિદ્યા જાણનારથી કર્મ ઉપાસનાના સ્વરૂપને જાણનારને શ્રેષ્ઠ જાણવો. તેનાથી કર્મ તથા ઉપાસના કરનારને ને તેનાથી બ્રહ્મવેત્તાને શ્રેષ્ઠ જાણવો. આમ હોવાથી જ વજ્રસૂચિ ઉપનિષદ્દને વિષે

જીવ, દેહ, વર્ણ, કર્મ, જાતિ, પાંડત્ય, ધર્મ ને ધાર્મિકપણું એ બ્રાહ્મણપણાનું ચિહ્ન નથી, એમ સિદ્ધ કરી પછી **किंतु करतलामलकमिव पश्यत्यपरोक्षे ब्रह्मकृतार्थतया कामरागद्वेषादि रहितःशमदमादि संतोषमान् मात्सर्यतृष्णासंमोहादिदुष्टार्थ निवृत्तः । स एव ब्राह्मण इत्युच्यते न तु वेशधरः ॥** (કિંતુ હાથમાં રાખેલા આમળાની પેઠે બ્રહ્મને અપરોક્ષ જુએછે, કૃતાર્થપણાવડે કામ, રાગ ને દ્વેષાદિથી રહિત છે. શમ, દમ ને સંતોષવાળો તથા માત્સર્ય, તૃષ્ણા ને સંમોહાદિ દુષ્ટ પદાર્થથી નિવૃત્ત થયેલો છે તેજ બ્રાહ્મણ એમ કહેવાયછે, પણ વેશધર નહિ.) એ પ્રમાણે બ્રાહ્મણનું લક્ષણ કહ્યુંછે. મહાભારતમાં પણ નીચેના શ્લોકોથી બ્રાહ્મણપણાનાં લક્ષણવાળાને જ બ્રાહ્મણ કહેલ છેઃ—

**ब्राह्मणो ब्रह्मधर्मेण यथा शिल्पेन शिल्पकः।**

अन्यथा नाम मात्रस्यादिंद्र गोपक कीटवत् ॥
सत्यं शौचं दया शौचं शौचमिंद्रिय निग्रहः।
सर्व भूतदया शौचं तपः शौचं च पंचमम् ॥
पंच लक्षण संपन्नो ईदृशो यो भवेद्द्विजः ।
तमहं ब्राह्मणं ब्रूयाँ शेषाःशूद्रा युधिष्ठिर ॥
सर्वे वै योनिजा मर्त्याः सर्वे मूत्रपुरीषिणः ।
एकेंद्रियें द्रियार्थाश्च तस्माच्छीलगुणो द्विजः॥
शूद्रोऽपि शीलसंपन्नो गुणवान् ब्राह्मणो भवेत्।
ब्राह्मणोपि क्रियाहीनः शूद्रा दप्यधमो भवेत्॥

**ભાવાર્થ:**—જેમ શિલ્પવડે શિલ્પક કહેવાય છે. તેમ સત્યાદિરૂપ બ્રહ્મધર્મવડે બ્રાહ્મણ કહેવાયછે. જો બ્રાહ્મણમાં બ્રહ્મધર્મ ન હોય તો તે માત્ર નામનો જ બ્રાહ્મણ કહેવાય જેમ એક કીડાને ઇંદ્રની ગાય કહેવામાં આવેછે તેમ. સત્ય, દયા, ઇંદ્રિયનિગ્રહ, સર્વ ભૂતપર દયા ને તપ એ પાંચ પ્ર-

કારની પવિત્રતા જે દ્વિજને વિષે હોય તેને હું બ્રાહ્મણ કહું છું. હે યુધિષ્ઠિર! તે સિવાયના બીજા શૂદ્રો છે. સર્વ યોનિથી ઉત્પન્ન થયેલા, મરણના સ્વભાવવાળા, મૂત્ર તથા વિષ્ઠાવાળા, ને એકજ પ્રકારની ઇંદ્રિયો તથા ઇંદ્રિયોના વિષયોવાળા છે, માટે શીલગુણવાળાને જ દ્વિજ જાણવો. શૂદ્ર પણ શીલસંપન્ન હોય તો ગુણવાન્ બ્રાહ્મણ થાયછે. અને બ્રાહ્મણ ક્રિયાહીન હોય તો શૂદ્રથી પણ અધમ થાયછે.

**"अविद्वांश्चैव विद्वांश्च ब्राह्मणो दैवतं महत्।"**

(અવિદ્વાન્ હોય કે વિદ્વાન્ હોય તો પણ બ્રાહ્મણનું દૈવત્ મોટું છે.)

**"सर्वथा ब्राह्मणाः पूज्याः परमं दैवतं हि तत्"**

( બ્રાહ્મણો સર્વથા પૂજ્ય છે, કેમકે તે પરમ દૈવત છે.)

**"वर्णानाम् ब्राह्मणो गुरुः"** ( બ્રાહ્મણ વર્ણોનો ગુરૂ છે.)ઇત્યાદિ બ્રાહ્મણોનું મહાનપણું સૂચવનારાં વાક્યો માત્ર બ્રાહ્મણજાતિપરત્વ લેવાનાં નથી, પણ જે-

ઓામાં બ્રાહ્મણનાં લક્ષણ હોય તેમનાપરત્વ લેવાનાં છે. કેમકે જાતિ પૂજવાયોગ્ય નથી, પણ ગુણ જ પૂજવાયોગ્ય છે. વૃદ્ધ ગોતમ પણ એમ જ કહે છે.

**नजातिः पूज्यते राजन् गुणाःकल्याणकारकाः।**
**चांडालमपि वृत्तस्थं तं देवा ब्राह्मणं विदुः॥**

**ભાવાર્થ:**—હે રાજન્ ! જાતિ પૂજાતી નથી, પણ ગુણો જ કલ્યાણકારક છે. ચાંડાલ પણ સદાચરણને વિષે સ્થિત હોય તો તેને દેવો બ્રાહ્મણ જાણેછે.

કાત્યાયન, બૃહત્પરાશર અને પરાશર નીચેના શ્લોકોથી જે જાતિબ્રાહ્મણને સંધ્યાની તથા ગાયત્રીની ઉપાસનામાં પ્રીતિ હોય તેને જ બ્રાહ્મણ કહેછે, અન્યને નહિ:—

**"एतत्संध्या त्रयं प्रोक्तं ब्राह्मण्यं यत्र तिष्ठति।**
**यस्य नास्त्यादर स्तत्र नस ब्राह्मण उच्यते॥"**
**"गायत्रीं यो न जानाति ज्ञात्वानैव उपासते।**

नामधारक मात्रोसौ नविप्रो वृषलो हि सः॥"
"अग्निकार्यात्परिभ्रष्टाः संध्योपासनवर्जिताः।
वेदं चैवानधीयानाः सर्वे ते वृषलास्स्मृताः॥"

**ભાવાર્થ:**—આ ત્રણ સંધ્યા કહી, કે જેમાં બ્રાહ્મણપણું રહ્યું છે. જેને તેમાં આદર નથી, તે બ્રાહ્મણ ન કહેવાય. જે ગાયત્રીને જાણતો નથી, જાણીને જે ઉપાસતો નથી એવો નામધારણકરનાર માત્ર આ વિપ્ર નથી, પણ તે શૂદ્ર છે. અગ્નિહોત્ર-વિનાના, સંધ્યાવંદન નહિ કરનારા, ને વેદ કિંવા વેદનો કાંઈ પણ ભાગ નહિ ભણેલા તે સર્વને શૂદ્ર કહેલા છે.

નીચેના કારણથી જો કોઇ દ્વિજ અગ્નિહોત્રવિ-નાનો હોય તો તે શૂદ્રપણાને પામતો નથી, એમ ગર્ગ કહે છેઃ—

पितृपाकोपजीविवा भ्रातृपाकोपजोविकः।
ज्ञानाध्ययननिष्ठोवा नदुष्येताग्निनाविना॥

**ભાવાર્થ:**—પિતાની સાથે રહેનારો કિંવા મોટાભાઈની સાથે રહેનારો કિંવા જ્ઞાનમાં કે સચ્છાસ્ત્રના અધ્યયનમાં નિષ્ઠા રાખનારો અગ્નિહોત્ર વિનાનો હોય તોપણ તે દોષને પામતો નથી.

**विप्राणां ज्ञानतो ज्येष्ठं** એ વચનથી શ્રીવિષ્ણુએ બ્રાહ્મણનું શ્રેષ્ઠપણું જ્ઞાનથી કહેલું છે. માટે બ્રાહ્મણે જ્ઞાન સંપાદન કરવા મુખ્ય યત્ન કરવો જોઇએ. જ્ઞાન અને યોગ એજ દ્વિજનું શ્રેય કરનાર છે, એમ નીચેનાં વચનોથી શ્રીઅત્રિએ કહેલું છે:—

**वेदांतं पठते नित्यं सर्वसंग परित्यजेत् ।**
**सांख्ययोगविचारस्थः सविप्रो द्विजउच्यते ॥**
**ब्रह्मतत्त्वं न जानाति ब्रह्मसूत्रेण गर्वितः ।**
**तेनैव सच पापेन विप्रः पशुरुदाहृतः ॥**
**नच तीव्रेण तपसा न स्वाध्यायैर्नचेज्यया ।**
**गतिं गंतुंद्विजाः शक्ता योगात्संप्राप्नुवंतियाम् ॥**

**ભાવાર્થ:**--નિત્ય વેદાંતનું અધ્યયન કરે, સર્વ આસક્તિનો પરિત્યાગ કરે ને સાંખ્યયોગના વિચારમાં સ્થિતિ કરે તે વિપ્ર દ્વિજ કહેવાયછે. બ્રહ્મતત્ત્વને જાણતો નથી, ને બ્રહ્મસૂત્ર (જનોઈ)નો ગર્વ કરેછે, તે પાપવડે જ તે વિપ્રને પશુ કહેલ છે. યોગથી જે ગતિ પ્રાપ્ત થાયછે, તે ગતિને દ્વિજો તીવ્ર તપથી, સ્વાધ્યાયથી કે પૂજનથી પ્રાપ્ત થઈ શકતા નથી.

કર્ણાટકી, તૈલંગી, દ્રાવિડ, માહારાષ્ટ્ર ને ગૂર્જર એ પાંચ પ્રકારના દ્રાવિડ ને સારસ્વત, મૈથિલ, કાનકુબ્જ, ગૌડ ને ઉત્કલ એ પાંચ પ્રકારના ગૌડ બ્રાહ્મણ છે. ગૌડ ને દ્રાવિડના ભેદ પૂજ્યપાદ શંકર ભગવાનના પ્રાદુર્ભાવના સમયમાં થયા હશે, એમ વિદ્વાનો અનુમાન કરેછે. ગૂર્જર બ્રાહ્મણોમાં પણ હાલ ઘણા પેટા વિભાગ થયાછે. જેમાંનો મોટો ભાગ એક બીજાનું ખાધાપીધાથી વટલાઇ જવાનો જેટલો ભય રાખેછે, તેટલો સ્વધર્મપાલન ન કર-

વાથી પતિત થવાનો ભય રાખતો નથી; એ જોઈ સમજુઓ સખેદ આશ્ચર્ય પામેછે.

સ્નાન, સંધ્યા, તર્પણ, વૈશ્વદેવ, વેદાધ્યયન, ઉપાસના ને જ્ઞાનનાં અંતરંગ સાધનોનું અનુષ્ઠાન પ્રત્યેક બ્રાહ્મણે યથાધિકાર શ્રદ્ધાભક્તિથી કરવું જોઇએ. ને પોતાના પુત્રોને પણ જનોઈ આપ્યા પછી તેમના અધિકારાનુસાર સન્માર્ગમાં પ્રેરવા જોઇએ.

ક્ષત્રિયના અંતઃકરણનું સ્વરૂપ પૂર્વે બતાવ્યું છે. પ્રત્યેક વર્ણમાં આગેવાનોની સ્વધર્મપાલનમાં શિથિલતા થવાથી કિંવા પોતાના વર્ણના જનોને સન્માર્ગમાં રાખવાના સામર્થ્યની ક્ષીણતા થવાથી કે એવાં જ કોઈ બીજાં કારણોથી ચારે વર્ણની હાલ દુર્દશા જોવામાં આવેછે. બ્રાહ્મણોની હાલત જેટલી દયામણી છે, તેટલી જ કે તેથી વધારે દયામણી હાલત ક્ષત્રિયોની છે. જૈનધર્મના પ્રાબલ્યથી અને મુસલમાન રાજાઓના

સહવાસથી ક્ષત્રિયોનો મોટો ભાગ સ્વધર્મપાલનમાં બહુ શિથિલ થયોછે.

મૂળમાં સૂર્યવંશી અને ચંદ્રવંશી એમ બે પ્રકારના ક્ષત્રિયો હતા. પૃથીરાજના સમયમાં બીજી ચોત્રિશ અવાંતર શાખા મળી છત્રિશ પ્રકારના ક્ષત્રિયો થયા હોય એમ નીચેના પૃથીરાજ રાસાના લેખથી જણાયછે:—

## છપ્પય.

રવિ શશિ જાદવ વંશ કકુસ્થ પરમાર રૂ તોંવર,
ચાહુવાન, ચાલુક છિંદ સિલાર આભીવર,
દોયમન્ન મકવાન ગરૂઅ ગોહિલ ગહીલુત,
ચાપોત્કટ પરિહાર રાવ રાઠોર રોસજુત,
દેવશ ટાંક સિંધવ અનિગ યોતિક પ્રતિહા દધીપટ,
કારંટપાલ કોટપાલ હુન હરીતટ ગોર કમાટ જટ. ૧

## દોહા.

ધ્યાનપાલક નિકુંભવર, રાજપાલ અવનીશ,
કાલછરકે આદિ દે, બરને બંશ છતીશ. ૨

હાલમાં રજપૂતક્ષત્રિયો સિવાય જાદવ નામની રજપૂત શાખામાંથી ભાટીઆ ક્ષત્રિય, રાઠોડ નામની રજપૂત શાખામાંથી લોહાણા ( લોહાયન ) ક્ષત્રિય, સૂર્યવંશીમાંથી ભણસાળી (ભાનુશાલી) ક્ષત્રિય ને સૂર્ય તથા ચંદ્રવંશીમાંથી ખત્રી એ ક્ષત્રિયની પેટા શાખાઓ ગૂજરાતમાં વિદ્યમાન છે. તે તે જ્ઞાતિની ઉત્પત્તિનું વિશેષ વર્ણન તેમની જ્ઞાતિની ઉત્પત્તિના લેખથી જણાશે.

કેટલાક નીચેના આધુનિક લેખને આધારભૂત ગણી રજપૂતને વર્ણસંકર ગણવાનું સાહસ કરેછે:—

**शूद्यां क्षत्रादुग्रजातिर्युद्धशस्त्रादिजीविका ।**
**शस्त्रास्त्रन्यासकुशलः संग्राम कुशलो भवेत् ॥**
**सेवावृत्याद्यजीवन्वै शूद्रधर्मांश्च पालयेत् ।**
**अयं रजपूत इति कमलाकरे प्रसिद्धः**

**ભાવાર્થ:**—શૂદ્રિને વિષે ક્ષત્રિયથી ઉત્પન્ન થયેલ જાતિ ઉગ્ર કહેવાય છે. યુદ્ધશસ્ત્રાદિ તેની જીવિકા

છે. તે શસ્ત્ર અને અસ્ત્રનો ઉપયોગ કરવામાં તથા સંગ્રામમાં કુશલ હોય. તે સેવાવૃત્તિવડે જીવતાં છતાં શુદ્રના ધર્મોનું પાલન કરે. આ રજપૂત એમ કમલાકરમાં પ્રસિદ્ધ છે.

ઉગ્ર જાતિને રજપૂતનું કલ્પિત નામ આપી રાજપુત્રો(ક્ષત્રિયપુત્રો)ને અર્થાત્ રજપૂતાનાના તથા આ દેશના ક્ષત્રિય રાજાઓને વર્ણસંકર કહેવાનું જે સાહસ ઉપરના લેખમાં કરવામાં આવ્યું છે તે માત્ર ઈર્ષ્યાભાવને લીધે જ છે. એ ઈર્ષ્યાભાવનું કારણ ઉદેપુરના મહારાણા અને પેશવાની વચ્ચે થયેલી પ્રતિષ્ઠાની ઘડભાંજ છે. ઉગ્ર નામની વર્ણસંકર જાતિને ગૂજરાતમાં રજપૂત નહિ પણ રાવત કહે છે. જ્ઞાતિનિબંધમાં પણ એમ જ કહેલ છે. ત્યાં તેનો ધંધો શિકાર કરવાનો તથા દાસત્વ કરવાનો જણાવ્યોછે. જુઓ પૃ૦ ૫૪.

**क्षत्रस्य द्वादशाहानि** એ શ્રી યાજ્ઞવલ્કયના વચનાનુસાર સર્વ ક્ષત્રિયોએ બાર દિવસનું સૂતક

પાળવું જોઇએ. ભૂલથી કોઇ ક્ષત્રિયોએ સોળ દિવસપર્યંત સૂતક ન પાળવું જોઇએ. તેમજ કોઇ બ્રાહ્મણ જો સોળ દિવસ પર્યંત સૂતક પાળતા હોય તો તેમણે તેમ નહિ કરતાં **शुद्ध्येद्विप्रोदशाहेन** એ મનુ ભગવાનના વચનપ્રમાણે દશ દિવસપર્યંત જ સૂતક પાળવું જોઇએ.

ક્ષત્રિયોમાં જે બહુ ગરીબ હોય તે ખેતીવાડી કરતા હોય, દાસત્વ કરતા હોય કે ક્રયવિક્રય કરતા હોય તો તેટલાં ઉપરથી જ તેમને શૂદ્રમાં ગણવા ઉચિત નથી. કેમકે નીચેનાં છ કર્મ કરનાર બ્રાહ્મણને શૂદ્ર સમાન ગણવાનું કહ્યુંછે, છતાં આપણે દેશકાળ ભણી દૃષ્ટિ કરી તેમને શૂદ્રસમાન ગણતા નથી. તો ગરીબ ક્ષત્રિયોને તેમના પૂર્વોક્ત ધંધાને લીધે શા માટે શૂદ્ર ગણવા જોઇએ?:—

**असीजीविमर्सीजीवि ग्रामलो देवयाजकः ।**
**धावकः पाचकश्चैव षडैते शूद्रवद्द्विजाः ॥**

**ભાવાર્થ:**—શસ્ત્રપર આજીવિકા કરનાર, લેખ-

કનું કામ કરનાર કિંવા શાહી વેચનાર, ગામોટું કરનાર, પગાર લઈ દેવપૂજા કરનાર, કાસદું કરનાર, ને રસોઇનો ધંધો કરનાર એ છ બ્રાહ્મણોને શુદ્ર સમાન્ કહેલા છે.

ગૂજરાતના ક્ષત્રિયોમાં વૈદિક કર્મનો તથા વૈદિક મંત્રોના જપનો પ્રચાર ઓછો થવામાં જૈન ધર્મની પ્રવૃત્તિ, મુસલમાની રાજ્યની સ્થાપના ને સ્વધર્મ પ્રવર્તકોની શિથિલતા એ કારણ છે. કેટલાએક આચાર્ય થયા તેમણે વૈદિક કર્મથી વિષ્ણુના આરાધનની તથા ગાયત્રી આદિ વૈદિક મંત્રોથી દ્વાદશાક્ષરમંત્રની શ્રેષ્ટતા બતાવી ને તેમાં નીચેનાં લઘુ વ્યાસ સંહિતાનાં તથા વિષ્ણુ સ્મૃતિનાં પ્રમાણ બતાવ્યાં જે કેટલાક ભાગે અંગીકાર કર્યા ને તદનુસાર વર્તન કરવા માંડ્યું:—

**"नविष्णवाराधनात्पुण्यं विद्यते कर्म वैदिकम्।**
**तस्मान्नादि मध्यांतं नित्यमाराधयेद्धरिम्॥"**
**"गत्वा गत्वा निवर्तंते चंद्र सूर्यादयो ग्रहाः।**

अद्यापि न निवर्तंते द्वादशाक्षर चिंतकाः॥"

**ભાવાર્થ:**—વૈદિક કર્મમાં વિષ્ણુના આરાધનથી વિશેષ પુણ્ય નથી, માટે આદિ મધ્ય ને અંતથી રહિત હરિનું નિત્ય આરાધન કરવું. ચંદ્રસૂર્યાદિ ગ્રહો જઈ જઈને પાછા આવે છે પણ દ્વાદશાક્ષર (**ॐ नमो भगवते वासुदेवाय**)નું ચિંતન કરનારા પુનર્જન્મને પામતા નથી. [ આ શ્લોકો વૈદિક કર્મનું તથા વૈદિકમંત્રનું ખંડન કરવામાં તાત્પર્યવાળા નથી, પણ માત્ર વિષ્ણુની ઉપાસનાની શ્રેષ્ઠતા બતાવવામાં તાત્પર્યવાળા છે. ]

હાલમાં ક્ષત્રિયનો કેટલોક ભાગ વૈદિક કર્મને બદલે આગ્રહથી વિષ્ણુનું આરાધન કરવા યત્ન કરેછે. તથા ઉપવીત આપતી વેળા ગાયત્રી કિંવા ત્રિષ્ટુપને સ્થળે દ્વાદશાક્ષરમંત્રનો ઉપદેશ પોતાના પુત્રોને અપાવેછે. સમયના વેગથી આચાર્યો અને બ્રાહ્મણોએ ક્ષત્રિયના કેટલાક ભાગ પાસે તેવી પ્રવૃત્તિ કરાવી હતી, અને સમયના વેગથી ક્ષત્રિયના કેટલાક

ભાગે તે અંગીકાર કરી હતી. પણ હવે સમય બદલાયોછે. તો સર્વ ક્ષત્રિયોએ શ્રુતિ સ્મૃતિમાં કહેલા પોતાના ધર્મ પાલવાને યત્ન કરવો જોઇએ, અને વિદ્વાન્ બ્રાહ્મણોએ તેમને તેવા કામમાં સર્વ પ્રકારે પ્રોત્સાહન કરવું જોઇએ.

કેટલાએક ગૂજરાતના હાલના કર્મભ્રષ્ટ ક્ષત્રિયોને સચ્છૂદ્રમાં ગણવા ઇચ્છેછે. તેમણે તેમની તેવી ઉત્પત્તિ ઇતિહાસથી સિદ્ધ કરી આપવી જોઇએ. ક્ષત્રિય ધર્મનું યોગ્ય પ્રકારે તેઓ પાલન કરતા નથી માટે તેમને સચ્છૂદ્રમાં ગણવા કોઇ ઇચ્છતા હોય તો તેમણે બ્રાહ્મણના ધર્મનું યોગ્ય પ્રકારે પાલન નહિ કરનારા બ્રાહ્મણોને પણ સચ્છૂદ્રમાં ગણવાનું સાહસ કરવું જોઇએ.

ગૂજરાતમાં બ્રાહ્મણ સિવાયના બીજા શૂદ્ર જ છે, એમ માનનાર વિપ્રોએ તેમની પાસેથી કોઇ પણ પ્રકારનો પ્રતિગ્રહ કરવો ન જોઇએ. તેમ જ

તેમનું અન્ન તો ન જ જમવું જોઇએ: કેમકે **शूद्रान्नं रुधिरं स्मृतम्** (શૂદ્રના અન્નને રૂધિર કહ્યું છે.) એમ લઘુ અત્રિ સંહિતામાં તથા **शूद्रान्नं ब्रह्मवर्चसम्** (શૂદ્રનું અન્ન બ્રહ્મતેજને હરે છે.) એમ અત્રિ સંહિતામાં કહેલું છે. કર્મભ્રષ્ટ ક્ષત્રિવૈસ્યોને શૂદ્ર ગણી તેમના અન્નનું ગ્રહણ કરી દોષના ભાગી થવા કરતાં તેમને તેમના શુદ્ધ ધર્મમાં સ્થાપન કરવાનો યત્ન કરી અન્ન લેવું એ જ ઉત્તમ છે. **स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः** (સ્વધર્મપાલન કરતાં છતાં મૃત્યુ થાય તે સારૂં પણ પારકો ધર્મ તો ભયને આપનારો છે.) ઇત્યાદિ વાક્યોથી બોધ આપી તેમને તેમના મૂળ સ્વધર્મમાં સ્થાપવા જોઇએ. ને શૂદ્રનો ધર્મ કોઇ પાળતા હોય તો તેમ કરતાં તેમને અટકાવવા જોઇએ. ત્રિવર્ણ પોતાનો ધર્મ ન પાળે તો તેથી તેમના આયુષ્ય અને બલાદિની હાનિ થાય છે,

તથા તેઓ જે દેશમાં રહેતા હોય ત્યાં અનાવૃષ્ટિ આદિ દુઃખો આવવાનો સંભવ રહે છે.

ગૂજરાતમાં જૈનધર્મસિવાયના વાણિઆ અને કણુબી એ વૈશ્ય વર્ગના લોકો છે. વાણિઆની ૪૮ નાતોનાં નામ જ્ઞાતિનિબંધ પૃ. ૪૭ મે આપ્યાંછે, તે ત્યાં જોવાં. કણબીમાં બે જાતિ છે. કૈડુવા તથા લેઉવા.

કેટલાક કહેછે કે "વણિક્ એ અંત્યજ કિંવા સચ્છૂદ્ર છે. વણિક્‌ના પુત્રો તે વાણિજાને વાણિજાનો અપભ્રંશ વાણિયા થયેલછે. માટે હાલ આપણે જેને વાણિયા કહીએ છીએ તે અંત્યજ કિંવા સચ્છૂદ્ર છે, પણ વૈશ્ય નથી. કેમકે કોઈ ગ્રંથમાં વૈશ્યના પર્યાય રૂપે વણિક્ શબ્દ વપરાએલ નથી. માટે તેમણે અંત્યજનો કિંવા સચ્છૂદ્રનો ધર્મ પાળવો પણ વૈશ્યનો ધર્મ પાળવો નહિ." આ તેમનું કથન પૂર્વાપરનો વિચાર કર્યાવિનાનું છે. શૂદ્રથી વૈશ્યાણીને પેટે ઉત્પન્ન થયેલાને સ્મૃ-

તિકારો આયોગવ (કઠીઆરો) કહેછે. તેમાંથી જે વેપાર કરતા હોય તેને કોઇ વણિક્ કહેછે. તે વણિક્‌ને હાલ જેને આપણે વાણિયા કહીએ છીએ તે વણિક્ એ બંનેમાં ભેદ છે. હાલના વણિક્ તે અંત્યજ કિંવા સચ્છૂદ્ર નથી, પણ વૈશ્ય જ છે. વાલ્મિકી રામાયણના બાલકાંડના પહેલા સર્ગના ૧૦૦ મા શ્લોકમાં વણિક્ શબ્દ વૈશ્યના પર્યાય-રૂપે વાપરેલો જોવામાં આવેછે, તેથી સિદ્ધ થાય છે કે પ્રાચીન સમયમાં પણ વૈશ્યને વણિક્ કહેતા હતા.:—

**पठन् द्विजो वागृषभत्वमीयात्स्यात्क्षत्रियो-भूमिपतित्वमीयात् ।**
**वणिग्जनः पण्यफलत्वमीयाज्जनश्चशूद्रोपि-महत्त्वमीयात् ॥**

**ભાવાર્થ**—જો બ્રાહ્મણ રામાયણ ભણે તો તે શબ્દબ્રહ્મના પારપણાને પામે. જો ક્ષત્રિય ભણે તો

ભૂપતિપણાને પામે, જો વણિક્ (વૈશ્ય) ભણે તો ધનસમૃદ્ધિપણાને પામે ને જો શૂદ્ર ભણે તો મહત્પણાને પામે.

વૈશ્યોએ પંદર દિવસપર્યંત સૂતક પાળવું જોઇએ. અને પોતાના પુત્રાને યોગ્ય ઉમરે યોગ્ય વિધિથી ગાયત્રીમંત્રથી કિંવા જગતીમંત્રથી ઉપનયન અપાવવું જોઇએ. આર્ય રાજાઓએ પણ પોતાની બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય પ્રજાને પોતપોતાના સ્વધર્મપાલનમાં સાવધાન રહેવા પ્રોત્સાહન કરવું જોઇએ.

પારસ્કર ગૃહ્યસૂત્રના નીચેના લેખથી જણાશે કે બ્રાહ્મણને ગાયત્રી, ક્ષત્રિયને ત્રિષ્ટુપ્ ને વૈશ્યને જગતી કિંવા ત્રણે વર્ણને ગાયત્રીમંત્ર ઉપનયન કાળે આપવાનો છેઃ—

**सद्यस्त्वेव गायत्रीं ब्राह्मणायानुब्रूयादाग्नेयोवै ब्राह्मण इति श्रुतेः ॥७॥ त्रिष्टुभ५ राजन्यस्य ॥ ८ ॥ जगती वैश्यस्य ॥ ९ ॥**

सर्वेषां वा गायत्रीम् ॥ १० ॥

બૃહત્પરાશર સ્મૃતિમાં પણ નીચેના શ્લોકથી એમજ કહ્યુંછે:—

गायत्र्या त्रिष्टुप् जगत्या त्रयाणामुपनायनम् ।
गायत्र्यामविशेषोवा युंज्यादित्यपरेषुच ॥

કાત્યાયન પણ નીચેના લેખથી ઉપરની વાતને જ સિદ્ધ કરેછે:—

सावित्र्या ब्राह्मणमुपनयेत् त्रिष्टुभा राजन्यं जगत्या वैश्यं सर्वेषां वा सावित्र्येति ॥

વિકલ્પે ક્ષત્રિયને જે ત્રિષ્ટુપ્ મંત્રનો બોધ કહ્યો તેમાં શાતાતપ તથા મેધાતિથિ એ બંને પૃથક્ પૃથક્ ત્રિષ્ટુપ્ મંત્રનો બોધ કરવાનું કહેછે, એમ તેમના નીચેના વચનથી વાંચનારને જણાશે:-

"देवस[1]वितारिति राजन्यस्य । विश्वारूपा-

---

१ "देवसवितः प्रसुव यज्ञं प्रसुव यज्ञपतिंभगाय। दिव्यो गंधर्वः केतपूः केतं नः पुनातु वाचस्पतिर्वाचं नः स्वदतु स्वाहा ॥"

णीति वैश्यस्येति" શાતાતપ. "एवं क्षत्रियस्य त्रिष्टुप् सावित्री [2]आकृष्णेनेति । वैश्यस्य जगती [3]विश्वारूपाणीति ॥" મેધાતિથિ.

ઉપરના સર્વ લેખથી એ ફલિત થાયછે કે કાંતો ત્રણે વર્ણને तत्सवितु० એ ગાયત્રી મંત્રથી ઉપનયન આપવું. કિંવા બ્રાહ્મણને तत्सवितु० એ મંત્રથી ક્ષત્રિયને आकृष्णेन रजसा० અથવા देवसवितः० એ ત્રિષ્ટુપ્ મંત્રથી ને વૈશ્યને विश्वारूपाणि० એ જગતી મંત્રથી ઉપનયન આપવું.

---

२ "आकृष्णेन रजसावर्तमानो निवेशयन्नमृतं मर्त्यंच। हिरण्येन सविता रथेना देवो याति भुवनानि पश्यन् ॥"

३ "विश्वारूपाणि प्रतिमुंचते कविः प्रासाविद्भद्रं द्विपदे चतुष्पदे । विनाकमख्यत्

## सविता

એ ત્રિવર્ણમાંથી જેમને યથાકાલે ઉપનયન ન થઇ શક્યું હોય, કિંવા જેઓ શ્રૌતસ્માર્ત કર્મ ન કરતા હોય, કિંવા જેઓએ સોમયાગ કર્યો ન હોય તે વ્રાત્ય કહેવાયછે. એમ નીચે દર્શાવેલા વિદ્વાનોનાં વચનોથી જણાય છેઃ--

"अतऊर्ध्वं त्रयोप्येते यथाकालमसंस्कृताः।
सावित्री पतिताव्रात्या भवंत्यार्य विगर्हिताः॥"

मनु.

"कर्मच्युतो भवेद्व्रात्यः" बृहत्पराशर.

"व्रात्यता यथाकालमनुपनयनमसोमयाजित्वं वा" शूलपाणि.

આ ત્રણ પ્રકારથી વ્રાત્યપણું દર્શાવ્યું. તેમાં એવા વ્રાત્યથી જે પ્રજા થાય તેને શૂદ્રસમાન ગણવી એમ **व्रात्योत्पन्नाः शूद्रसमाः** એ વચનથી

---

वरेण्योनुमयाणमुषसो विराजति ॥"

કમલાકરે કહ્યુંછે. છતાં દેશકાળ ભણી દૃષ્ટિ કરી કર્મચ્યુત બ્રાહ્મણની પ્રજાને તેમજ અસોમયાજી બ્રાહ્મણની પ્રજાને શૂદ્ર સમાન ગણવામાં આવતી નથી. તેમ જ જે ક્ષત્રિયવૈશ્યની પ્રજાને લાંબા કાળથી ઉપવીત સંસ્કારનો લોપ થઇ ગયો હોય તેને પણ શૂદ્ર સમાન ગણવાનું કાંઇ સબળ પ્રયોજન નથી. માત્ર સંસ્કારના અભાવથી જાતિનો નાશ થઇ શકતો નથી, એમ **"असंस्कृतेऽपि जातिमात्रस्यानपायात्"** એ મદનપાલના સ્મૃતિ સંગ્રહના વચનથી સિદ્ધ થાયછે. હવે જે ક્ષત્રિયો( લોહાણા ભાટિઆદિ )ને ગાયત્રીના પ્રતિનિધિરૂપે દ્વાદશાક્ષર મંત્ર કે અષ્ટાક્ષર મંત્ર કિંવા પંચાક્ષર મંત્ર ઉપનયન કાળે અપાયો હોય તેને તો વિનાપ્રાયશ્ચિતે જ વૈદિક કર્મ કરવાનો અધિકાર આપવામાં દેશકાળ ભણી નજર કરતાં અડચણ જણાતી નથી. જેમ પેઢી દર પેઢી સંધ્યાવંદનાદિક વૈદિક કર્મો નહિ કરનારા બ્રાહ્મણોને

વિના પ્રાયશ્ચિત્તે વૈદિક કર્મમાં પ્રવૃત્તિ કરાવવાના સંબંધમાં વાંધો લેવામાં આવતો નથી, તેમજ ઉપર કહેલ ક્ષત્રિયોના સંબંધમાં પણ વાંધો લેવાનું કાંઇ કારણ નથી. છતાં પણ વિદ્વાનોને સંતોષ ન જ થાય તો તેમણે તેને પોતાને જ વ્રાત્ય ગણી પ્રાયશ્ચિત્ત આપવું જોઇએ. વ્રાત્યતાએ ઉપપાતક છે, ને ઉપપાતકની શુદ્ધિના ઉપાય યાજ્ઞવલ્ક્ય તથા સંવર્ત નીચે પ્રમાણે દર્શાવેછેઃ—

**"उपपातक शुद्धिःस्यादेवं चांद्रायणेन वा"**

**"सप्तव्याहृतिभिर्होमोद्विजैःकार्योहितात्मभिः॥**
**उपपातक शुद्ध्यर्थं सहस्रपरिसंख्यया ॥"**

યાજ્ઞવલ્ક્ય મુનિ ઉપપાતકની શુદ્ધિમાટે ચાંદ્રાયણ કરવાનું કહેછે. ને સંવર્ત સાત વ્યાહૃતિવડે હજાર આહુતિ આપવાનું કહેછે. જેનાથી ચાંદ્રાયણ ન થઇ શકે તેણે ચાંદ્રાયણને બદલે **तिस्रोवागावः**

એ ધર્મસિંધુના વચનથી ત્રણ ગાયોનું દાન આ-
પવું. ત્રણ ગાયો આપવાનું કિંવા તેનું પૂરૂં મૂલ્ય
આપવાનું સામર્થ્ય ન હોય તો **अल्पशक्तेन नि-
ष्कपादार्धरजतं तत्समं धान्यादिवादेयं** એ
ધર્મસિંધુના વચન પ્રમાણે પ્રત્યેક ગાયને બદલે તે-
નું બે આના મૂલ્ય ગણીને તેટલું દાન આપવું.

હવે જે ક્ષત્રિયવૈશ્યોને લાંબાકાળથી યજ્ઞોપ-
વીત થતું નથી, તેમને તે સંસ્કાર નીચે પ્રમાણે
પ્રાયશ્ચિત્ત કરાવી આપવો એમ આપસ્તંબ કહેછે:—

**तेषामिच्छतां प्रायश्चित्तं द्वादशवर्षाणि त्रैवि-
द्यकं ब्रह्मचर्यंचरेदथोपनयनं तत उदकोपस्प-
र्शनंपावमान्यादिभिः ॥**

ઉપરના આપસ્તંબના વચનથી જણાશે કે તેવા
મહાવ્રાત્યોને ઉપનયન આપવા માટે બાર વર્ષ બ્રહ્મ-
ચર્ય પળાવવાનું છે, તથા ગૃહોપયોગી વૈદિક કર્મ

ભણાવવા માટે પાવમાન્યાદિ મંત્રોથી ઉદકોપસ્પર્શન કરાવવાનું છે. ઉદકોપસ્પર્શન કેટલાં વર્ષ કરાવવું એ મૂળમાં કહ્યું નથી, પણ અપરાર્કે એ વાક્યનો ખુલાસો કરતાં એક વર્ષ ને રામમિશ્રે બાર વર્ષ કહ્યાંછે. હવે જે પાપની શુદ્ધિ બાર વર્ષ પર્યંત તપ કરવાથી થતી હોય તે પાપની શુદ્ધિ છ વર્ષ કૃચ્છ્ર કરવાથી થાય છે, એમ નીચેના અંગિરાના વચનથી જણાયછેઃ—

**गते तु द्वादशे वर्षे ब्रह्महा पूयते नरः ।**
**षड्भिर्वर्षैःकृच्छ्रचारी ब्रह्महा तु विशुद्ध्यति॥**

હવે જેનાથી બાર વર્ષ બ્રહ્મચર્ય પાળવાનું તથા એક વર્ષ કિંવા બાર વર્ષ ઉદકોપસ્પર્શન કરવાનું ન બને તેમણે ઉપરના વચનાનુસાર તેનાથી અર્ધ એટલે સાડા છ વર્ષ કિંવા બાર વર્ષ કૃચ્છ્ર કરવાં. સાડા છ વર્ષનાં ૧૯૫ ને બાર વર્ષનાં ૩૬૦ કૃચ્છ્ર થાય. જેનાથી કૃચ્છ્ર ન થઈ શકે તેણે તેટલીગાયોનું દાન વિદ્વાનોને આપવું, કિંવા તે પ્રત્યેકનું મૂ-

લ્ય ઓછામાં ઓછું બે આના ગણી જે રકમ થાય તેનું દાન આપવું. તેમાં નીચેનું ધર્મસિંધુનું વચન પ્રમાણ છેઃ—

प्राजापत्येष्वशक्तस्तु धेनुं दद्यात्पयस्विनीं । धेनोरभावे निष्कंस्यात्तदर्धं पादमेव वा । अत्यशक्तेन निष्कपादार्धं रजतं तत्समं धान्यादि वा देयं ॥

વિશેષ પ્રાયશ્ચિત્ત કરવાનું સામર્થ્ય ને અનુકૂળતા ન હોય તો સર્વ પ્રાયશ્ચિત્તોમાં શ્રેષ્ઠ પ્રાયશ્ચિત્ત જે પરમાત્માનું નામસ્મરણ તે શ્રદ્ધાભક્તિથી યથાશક્તિ કરવું. એમ કરવાથી પણ સર્વ પાપના પડદા દૂર થઈ પવિત્રપણું થાયછે. વિષ્ણુ પુરાણના નીચેના શ્લોકમાં તથા તેની શ્રીમન્ શંકરાનંદકૃત ટીકામાં પણ એમ જ કહ્યુંછેઃ—

प्रायश्चित्तान्यशेषाणि तपःकर्मात्मिकानिवै ।

यानि तेषामशेषाणां कृष्णानुस्मरणं परं ॥

શંકરાનંદી ટીકાઃ—यान्यशेषाणि कृच्छ्रातिकृच्छ्र महाकृच्छ्रचांद्रायणादीनि प्रायश्चित्तानि तपोरूपाणि यानि वाजपेयराजसूयाश्वमेधादीनि कर्मात्मकान्यशेषाणि प्रायश्चित्तानि वै प्रसिद्धौ शास्त्रप्रसिद्धानीत्यर्थः। तेषामशेषाणामपि प्रायश्चित्तानां पंचम्यर्थेषष्ठी तेभ्यःसर्वेभ्यः कृष्णानुस्मरणंपरं ॥ कृषिर्भूवाचकः शब्दोणश्चनिर्वृत्ति वाचकः । तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते ॥ सकृत्स्मृतिमात्रेण शतकोटि कल्पार्जित पापपटलविध्वंसकत्वात्परममुत्कृष्टतमं ॥

એવા મહાત્રાત્યો જ્યારે પૂર્વે કહેલા કોઇ પણ

યોગ્ય પ્રાયશ્ચિત્તથી પવિત્ર થાય ત્યારે તેમને પારસ્કર ગૃહ્ય સૂત્રાનુસાર ઉપવીત આપવું.

કેટલાક કહેછે કે ત્રણ પેઢીથી વધારે પેઢીના વ્રાત્યને ઉપનયન આપી શકાય નહિ. કેમકે એ વિષયમાં કાંઇ પ્રમાણ નથી. તે પૂર્વપક્ષના ખંડનરૂપે વ્રાત્યસંસ્કારમીમાંસા નામના સંસ્કૃત ગ્રંથના પૃ. ૯૨–૯૩ નું ગૂજરાતી ભાષાંતર નીચે આપવામાં આવેછે:—

"મદનરત્ન અને અપરાર્ક વગેરે સર્વ શિષ્ટ લોકોએ રચેલ ગ્રંથોમાં અમોએ કહેલો જ અર્થ વારંવાર સાબીત કર્યોછે. એટલે 'મેં કહેલા અર્થમાં શિષ્ટ લોકોનો અણગમો છે' એમ કહી શકાશે નહિ.

જેમકે પ્રાયશ્ચિત્તના પ્રકરણમાં આપસ્તંબ સૂત્રના અર્થનું વિવેચન કરતી વખતે મદનરત્ને કહ્યું છે કે:—

"यस्य प्रपितामहादेरुपनयनं नास्ति तथा

ऽर्वाचामपि पुरुषाणामुपनयनाभावः ते सर्वे श्मशानपदवाच्याः"

( જેઓના પરદાદા વગેરેને ઉપનયન સંસ્કાર ન મળ્યા હોય તથા નીચેના પુરૂષોને પણ ઉપનયનનો અભાવ હોય તેઓનું બીજું નામ શ્મશાન એવું સમજવું. )

ઉપલાં મદનરત્નના વચનથી સ્પષ્ટ સમજાયછે કે, **प्रपितामहादि** ( પરદાદા વગેરે ) એ શબ્દ કેવળ અસંસ્કૃત પરદાદાથી માંડીને પછીના અસંસ્કૃત પ્રપૌત્ર સુધીનાને જ 'શ્મશાન' એવો ઈલકાબ આપવા પોતાનો અભિપ્રાય જણાવતો નથી; પણ તેણે બતાવેલી પદ્ધતિ પ્રમાણે પરદાદાથી માંડીને પરદાદાની ઉપરના ગમે તેટલા પુરૂષો અને નીચેના પણ ગમે તેટલા પુરૂષો અસંસ્કૃત હોય તો તેઓ "શ્મશાન" એવા ઇલકાબને લાયક છે, એવો અભિપ્રાય બતાવે છે. એટલે જો તેઓ પ્રાયશ્ચિત્ત કરે તો તેઓ 'શ્મશાન' એવા ઈલકાબથી છૂટા

થઈ ત્રણે વર્ણના લોકથી બની શકે એવા આશ્રમના નિત્યના ધર્મકામ કરવામાં લાયક થઈ શકેછે.

વળી અપરાર્કમાં પ્રાયશ્ચિત્તના પ્રકરણમાં આપસ્તંબસૂત્રના અર્થનું વિવેચન કરતી વખતે કહ્યુંછે કેઃ—

**"यस्यतु प्रपितामहादेरुपनयनं न स्मर्यते तत्रार्थादेतेषामपि पुरुषाणामनुपनीतत्वं ते सर्वे श्मशानवदशुचयः"**

(જેઓને પોતાના પરદાદા વગેરેનો ઉપનયન સંસ્કાર ક્યારે ઉડી ગયો એ વાત લક્ષમાં ન હોય તો તેવા લોકોને આર્થિક રીતે ઉપનયન મેળવવાનો હક રહેતો નથી, એટલે તેઓ શ્મશાનની માફક અપવિત્ર ગણાયછે.) "આર્થિક રીતે ઉપનયન મેળવવાનો હક રહેતો નથી" એવા અપરાર્ક કરનારના સિદ્ધાન્તથી તે અપરાર્ક એમ કહેવા માગેછે કે '**प्रपितामहादि**' (પરદાદા વગેરે) એ શ-

બ્દની સ્વાભાવિક શક્તિથી નીચેના પ્રપૌત્ર સુધીના લઇ શકાય નહિ, પણ પરદાદાના પિતા વગેરે લઇ શકાય. એવા કારણથી જ **"यस्य प्रपितामहादेरुपनयनं न स्मर्यते"** એટલું કહીને **"तत्रार्थादेतेषाम्"** એમ કહ્યુંછે.

અહીં રહસ્ય એવું સમાયેલું છે કે, **"प्रपितामहादि"** એ શબ્દ પરદાદો, તેનો પિતા, તેનો પિતા અને તેનો પિતા એ વગેરે સંબંધ જણાવવામાં ગુંથાઇ જતાં ઉપર બતાવેલા પરદાદા તથા તેમના પિતા વગેરે જ લઈ શકાય, પણ બીજા પ્રપૌત્ર વગેરે લઇ શકાય નહિ, એમ જણાવેછે. તો હવે જો કે **"प्रपितामह"** એ શબ્દની સ્વાભાવિક શક્તિના જોરથી પ્રપૌત્ર વગેરે લઇ શકાતા નથી, તોપણ 'જેઓએ વૈદિક સંસ્કારવાળા પુરૂષોથી જન્મ લીધો હોય તેવા પુરૂષોને જ વૈદિક સંસ્કાર આપી શકાય છે' એવું શાસ્ત્રનું

બંધારણ છે. એટલે પરદાદા વગેરેને ઉપનયન સંસ્કાર ન મળ્યા હોય તો તેઓના સંતાનોને ઉ-પનયન વગેરે વૈદિક સંસ્કાર આપી શકાય એમ સંભવતુ નથી. તેથી પ્રપૌત્ર વગેરેને આર્થિક જ ઉપનયન સંસ્કાર બંધ કરવામાં આવ્યો છે. 'અ-સંસ્કૃત પરદાદા વગેરેના પ્રપૌત્ર વગેરેને સંસ્કાર ન આપી શકાય, એવી હકીકત સૂત્રાક્ષર તપાસતાં મળી શકતી નથી તોપણ બીજી રીતે અનુપપ-ત્તિથી 'પ્રપૌત્ર વગેરેને સંસ્કાર ન આપી શકાય' એવી હકીકત નીકળે છે. આવી જાતના જ અ-ભિપ્રાયને મનમાં છૂપી રીતે રાખી જાહેરમાં **"यस्य प्रपितामहादेरुपनयनं नास्ति"** એમ કહીને **"तथाऽ र्वाचामपि पुरुषाणामुपनयनाऽभावः"** એમ મદનરત્નકારે કહ્યું છે.

અહીંઆં એટલું વિશેષ જોવામાં આવેછે કે આપસ્તંબ સૂત્રનો **'प्रपितामहादि'** એ શબ્દથી

"પરદાદો, તેનો પિતા, તેનો પિતા અને તેનો પિતા એ વગેરે, અને પોતાનો પુત્ર, તેનો પુત્ર, અને તેનો પુત્ર વગેરે, એ બંને જાતના સંબંધમાંથી ગમે તે લઈ શકાય છે" એવો અભિપ્રાય મદનરત્નનો છે. અને આપસ્તંબ સૂત્રના **'प्रपितामहादि'** એ શબ્દથી 'પરદાદા તથા તેનો પિતા, તેનો પિતા વગેરે લઇ શકાય, પણ નીચેના પ્રપૌત્ર સુધીના લઇ શકાય નહિ" એટલે બંને જાતના સંબંધ નહિ લેતાં 'પરદાદો, તથા તેનો પિતા વગેરે' એવો એક જ જાતનો સંબંધ લઇ શકાય એવો અભિપ્રાય અપરાર્કનો છે.

એવા રૂપમાં પોતાનો અભિપ્રાય હોવાથી અપરાર્કે આપસ્તંબ સૂત્રના **'प्रपितामहादि'** એ શબ્દના અક્ષરના સ્વારસ્યથી **'प्रपौत्र'** સુધી લઇ શકાય નહિ, તેથી તેઓનું સૂત્રથી સંસ્કાર રહિત થવાનું કબૂલ નહિ કરતાં આર્થિક રીતે સંસ્કાર રહિત થવાનું કબૂલ કર્યુંછે. સઘળા શિષ્ટ લોકોના

સ્વીકારને લીધે પ્રમાણ તરીકે માનેલા એ ગ્રાન્ય નિબંધો એ નિરૂપણ કરેલા અર્થને જ જાહેર કરેછે. તો હવે લાંબો વખત થયાં જન્મેલી નીચ વાસનાના પરિપાકને લીધે પુષ્ટ થયેલી સ્વાભાવિક ક્ષત્રિય વગેરે દ્વિજને માટે દ્વેષનીજ લાગણીથી કયો માણસ બેઅક્કલ થઇ, મેં કહેલી આપસ્તંબ સૂત્રાર્થની કલ્પનાને દૂષણગ્રસ્ત કરવાને ઉત્સાહ ધરાવે? એટલે સઘળું નિર્દોષ છે."

પંડિતવર્ય રામમિશ્રકૃત વ્રાત્યસંસ્કારમીમાંસા.

પતિત સાવિત્રિકને યથોચિત પ્રાયશ્ચિત્ત કરાવ્યાવિના જે ઉપનયન આપે કિંવા યજન કરાવે તેને ઉદ્દાલક વ્રત કરવું પડેછે, એમ શાતાતપના નીચેના વચનથી જણાય છેઃ—

**पतितसावित्रिकान्नोपनयेत् नाध्यापयेद्यएतानुपनयेद्याजयेद्वासउद्दालकव्रतं चरेत् ॥**

દ્રવ્યાદિના લોભથી કિંવા અજ્ઞાનથી કોઇ પ્રાયશ્ચિત્ત કરાવ્યાવિના વ્રાત્યને ઉપનયન આપે, કિંવા

યજન કરાવે, ને પોતે ઉદ્દાલક વ્રત કરવાને અશક્ત હોય, તો તેણે તે વ્રતને બદલે ૯ા ગાયના મૂલ્યનું–યથાશકિત–દાન કરવું. તેમાં પ્રમાણ શૂલ્ર-પાણિના વાક્યનું નીચે પ્રમાણેઃ—

**अत्रद्विमास यावकव्रते धेनुचतुष्टयम् । मासैक क्षीरपाने सपादधेनु त्रयम् । पक्षमा मिक्षाशने त्वेका धेनुः । क्षीरादामीक्षायाः कठिनत्वेन बलहेतुत्वात् । अष्टरात्रं घृतपानेऽर्धधेनुः । त्र्यहाबू भक्षणे एकाहो रात्रोपवासाभ्यां मिलित्वार्धधेनुः । एवं सपाद नवधेनुःस्युः ॥**

પ્રાયશ્ચિત્ત કરાવી ઉપવીત આપનારને તથા યજન કરાવનારને ઉદ્દાલક વ્રત કરવાનું નથી.

જેઓના અંતઃકરણમાં પ્રધાનપણે તામસ દ્રવ્ય રહેલું હોય ને જેઓ પ્રધાનપણે શારીરિક શ્રમ કરીને–દાસત્વ, કાસદું, હલકાં શિલ્પ કામો કરીને–પોતાનો નિર્વાહ કરતા હોય તે શૂદ્ર કહેવાયછે.

શૂદ્રોએ એક માસપર્યંત સૂતક પાળવાનું છે. ને સાંજ સવાર અધિકારાનુસાર ગુરૂએ ઉપદેશ કરેલ મંત્રનો જપ, ભગવદારાધન કે તત્ત્વવિચારાદિ કરવાનાં છે.

ચારે વર્ણે પોતપોતાના સ્વધર્મનું શ્રદ્ધાભક્તિથી પાલન કરવું જોઇએ. એમ ન કરવાથી થતી હાનિને શ્રીમનુ ભગવાન્ નીચેના શ્લોકોથી દેખાડેછેઃ–

**वांताश्युल्कामुखःप्रेतोविप्रोधर्मात्स्वकाच्च्युतः।**
**अमेध्यकुणपाशीच क्षात्रियः कटपूतनः ॥**
**मैत्राक्षज्योतिकः प्रेतो वैश्यो भवति पूयभुक्।**
**चैलाशकश्च भवति शूद्रो धर्मात्स्वकाच्च्युतः॥**

**ભાવાર્થઃ**—બ્રાહ્મણ પોતાના ધર્મથી ચ્યુત થાય તો વમનને ભક્ષણ કરનાર ઉલ્કામુખ નામનું પ્રેત થાયછે. ક્ષત્રિય જો સ્વધર્મથી ચ્યુત થાય તો અપવિત્ર શબનું ભક્ષણ કરનાર કટપૂતન નામનું પ્રેત થાયછે. વૈશ્ય જો સ્વધર્મથી ચ્યુત થાય તો

પરનું ભક્ષણ કરનાર મૈત્રાક્ષજ્યોતિક નામનું પ્રેત થાયછે. ને શૂદ્ર જો પોતાના ધર્મથી ચ્યુત થાય તો ચૈલાશક થાયછે.

ધર્મનું સ્વરૂપ બહુ દુર્વિજ્ઞેય છે, માટે નિઃસ્પૃહ, વિદ્વાન્ ને શુદ્ધ અંતઃકરણવાળો બ્રાહ્મણ જેને ધર્મ કહે તેને ધર્મ જાણવો. પણ હજારો અજ્ઞાની જેને ધર્મ કહેતા હોય તેને ધર્મ જાણવો નહિ. મનુ ભગવાન્ પણ નીચેના વચનથી એમ જ કહે છેઃ-

**एकोपि वेदविद्धर्मयंव्यवस्येद् द्विजोत्तमः ।**
**सविज्ञेयः परोधर्मो नाज्ञानांमुदितोयुतैः ॥**

ત્રણ વર્ણે અંતર્બહારની પવિત્રતા જાળવવા સર્વદા યત્ન કરવો જોઇએ. જે તે પ્રમાણે કરતો નથી તેની સર્વ ક્રિયા નિષ્ફળ થાયછે, એમ નીચેના શ્રીદક્ષના વચનથી જણાયછેઃ--

**शौचे यत्नः सदाकार्यः शौच मूलो द्विजःस्मृतेः**
**शौचाचारविहीनस्यसमस्तानिष्फलाःक्रियाः॥**

શાસ્ત્રે વિધાન કરેલી ક્રિયા નહિ કરવાથી, નિંદિત ક્રિયાના સેવનથી, ને ઇંદ્રિયોને છુટી મેલવાથી મનુષ્ય અધમપણાને પામેછે, એમ યાજ્ઞવલ્કય ભગવાન્ નીચેના શ્લોકથી કહેછે, માટે ચારે વર્ણે પોતાની અધમતા ન થાય એમ આચરણ કરવા યત્ન કરવો જોઇએ:-

**विहितस्याननुष्ठाना न्निंदितस्यच सेवनात् ।**
**अनिग्रहाच्चेंद्रियाणां नरः पतनमृच्छति ॥**

**શંકા:**—શંબુક નામનો શૂદ્ર વેદોક્ત તપ કરતો હતો, તેને રામચંદ્રજીએ મારી નાંખ્યો હતો. માટે શૂદ્રોને વેદોક્ત કર્મ કરવાનો અધિકાર નથી.

**સમાધાન:**—શંબુક વેદોક્ત તપ કરતો નહોતો. ઊંધે માથે લટકીને સદેહે સ્વર્ગે જવા માટે ઉગ્ર તપ કરતો હતો. ત્રેતાયુગમાં શૂદ્રને એવું મહાન્ તપ કરવાનો અધિકાર નહોતો, ને તે શૂદ્રનો રામચંદ્રજીને હાથે વધ થવાનો હતો તથા તેને બ્રહ્મલોકની પ્રાપ્તિ થવાની હતી, માટે જ રામ-

અદ્રજીએ તેનો વધ કર્યો હતો. ઉત્તર રામચરિ-
ત્રમાં એ સંબંધમાં જે વાક્યો છે, તેનો ગૂજ-
રાતીમાં ભાવ આ પ્રમાણે છેઃ—દેવ વાણી—"શિ
રચ્છેદ તવ હાથે નિર્મ્યો તેને હણિ કરદ્વિજકાજ"
"તેથી તારા ઉગ્રતપનું ફળ પામ" "જ્યાં મહા-
નંદથી વાધે મોદ આનંદ સર્વદા, તૈજસ બ્રહ્મલોકે
ત્યાં જા તું રેજે સનાતન."

એ વિષયનું વિશેષ વર્ણન વાલ્મિકી રામાયણના ઉત્તરકાંડના સર્ગ ૭૪—૭૫—૭૬ માં છે. વિસ્તારથી જોવાની ઈચ્છા થાય તેણે ત્યાં જોવું. તે પ્રસંગનો સાર આ પ્રમાણે છેઃ—સશરીરે દેવભાવ પામવાને શંબુક નામનો શૂદ્ર શૈવલ પર્વતના ઉત્તર ભાગમાં અધોમુખે લટકીને તપ કરતો હતો. આ વેળા ત્રેતાયુગ હતો. તે સમયમાં બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્યને જ ઉગ્રતપ કરવાનો અધિકાર હતો, શૂદ્રને નહોતો. શૂદ્રને કલિયુગમાં તેવું તપ કરવાનો અ-
ધિકાર પ્રાપ્ત થશે એમ **भविष्यच्छूद्रयोन्यांहि**

**तपश्चर्या कलौ युगे** એ રામાયણના વચનથી જણાયછે. ત્રેતામાં શૂદ્રને એવું તપ કરવાનો અધિકાર નહોતો, છતાં તેણે તેવું તપ કર્યું માટે શ્રીરામચંદ્રજીએ પ્રસંગવશાત્ તેનું હનન કર્યુંછે. તે વેદોક્ત તપ કરતો હતો માટે તેનું હનન કર્યું નથી. સામાન્ય તપ કરવાનો તો જુના કાળમાં શૂદ્રને પણ અધિકાર હશે એમ ઐતરેય બ્રાહ્મણના દ્વિતીય પંચિકાના મંત્ર ૧૯ ના **ऋषयो वै**થી **संततमनुक्तंभवति** પર્યંતના લખાણના નીચે પ્રમાણેના ભાવથી જણાયછે:—

એક સમય સરસ્વતી નદીના કિનારાઉપર ઋષિયો સત્ર નામક યજ્ઞ કરતા હતા. તેવામાં એક કવષ ઉપનામ ઐલુષ આ નામના નીચ શૂદ્રે ઋષિ મંડળમાં પ્રવેશ કર્યો. ત્યારે તેના પર સર્વે ઋષિઓએ ક્રોધ કર્યો, અને તેને દૂર કાઢયો. પછી તેણે તપ કર્યું ને બ્રાહ્મણ થયો.

શૂદ્રને વેદોક્ત કર્મ કરવાનો અધિકાર નથી.

પણ જેમ કર્મભ્રષ્ટ બ્રાહ્મણને વેદોક્ત કર્મ કરવાનો અધિકાર છે, તેમ કર્મભ્રષ્ટ ક્ષત્રિયવૈશ્યને વેદોક્ત કર્મ કરવાનો અધિકાર છે, એમ અમારૂં કહેવું છે. માટે તે શંકા ટકી શકતી નથી.

શાસ્ત્ર અને યુક્તિ એ બંનેનો સમન્વય કરી કોઇપણ વાતનો નિર્ણય કરવો જોઇએ. કેવળ શાસ્ત્રનાં વચનોને લઇ નિર્ણય કરવામાં આવે તો ધર્મની હાનિ થાયછે. બૃહસ્પતિ પણ નીચેના શ્લોકથી એમ જ કહેછે:—

**केवलं शास्त्रमुद्दिश्य नहि कर्तव्यो हिनिर्णयः।**
**युक्तिहीने विचारे तु धर्महानिः प्रजायते ॥**

ચારે વર્ણના જનોએ પોતપોતાનો શુદ્ધ સનાતન ધર્મ ઓળખી, પોતાના શ્રેયમાટે તત્પરાયણ થવું જોઇએ. એમ કરવાથી જ પોતાનું ને દેશનું હિત થશે એ નિઃસંશય વાર્તા છે. ૐ.

---